યજદેજરદી

# બંદગી.



પરસતેશ તેની છે કરવી સજાવાર,
છે તેજ પરસતેશનો ખરો હકદાર.

આવૃતિ ચોથી.

**કીંમત ૪ આના.**

૧૨૯૨

ઉઠાવેછે બંદો આજેજીના હાથ,
ન ફરે એ દરદોથી ખાલી હાથ સાથ.

---

દરવાજો સહવારનો બંદગીથી ખોલ,
બંધ કર તું સાંજના બોલી તેજ કોલ.

# સુચના.

આ ન્હાની ચોપડીમાં સમાવેલી બંદગીઓ માહેલી કેટલીક ન્હાની બંદગીંઓ, અમે અમારા ઘરનાં બાળકોના ખાસ ઉપયોગ માટે આજ કેટલાંક વરશો ઉપર લખી કાહડેલી હતી. હાલ તેમાં કેટલોક વધારો કરીને આ આકારમાં તેમને છપાવી કાહાડવાની મુલ મકસદ એ છે કે તે ઘણાઓના ઉપયોગમાં આવી શકે; તથા જે સાહેબો પોતાના કબીલામાં તે દાખલ કરવાની ખાએસ રાખતા હોય તેમને તેમ કરવાને બની આવે. આ ન્હાની ચોપડી છપાવી પ્રગટ

કરનારે કેટલાક દીનદાર અને દીન-ચાશીદા સાહેબોને, પોતાની અવસતા વાનીની બંદગીની આખેરીએ, પોતાની ચાલુ જુબાનમાં કોઈ કોઈ• હાથ લાગતી અને મલી આવતી બંદગી કરતાં જોએલાછે. તેમજ ઘણા સાહેબોની એવી ખાએશ જાણવામાં આવીછે કે બાળકો અને કબીલાઓના ઉપયોગ માટે, સમજ પડતી જુબાનમાં ને સલીસ એબારતે લખાએલી બંદગીઓ જો હોય તો તે પોતાના ઉપયોગમાં ખાલી નથી જવાની.

આ ન્હાની ચોપડી છપાવી પ્રગટ કરતાં, ફકત જરથોસ્તી બાળકો અને

કબીલાઓના ખાસ ઉપયોગમાં તે આવે એટલીજ મકસદ રાખવામાં આવી છે. અને તેથી જોકે તેજ મકસદને બરની બાબદો તેમાં સમાવવાની તજવીજ રાખીછે, તો પણ એવી ઉમેદ રાખવામાં આવેછે કે સાધારણ રીતે દેશીઓના મોટા ભાગને પણ કેટલેક દરજે એ ચોપડી ઉપયોગી જણાશે.

એક ચંચલ ગ્રંથકારે બંદગી વીશે ઉચારેલા નીચલા શબ્દો ધ્યાન પુગાડવા જોગછે. તે લખેછે કે " બંદગી કરતી " વખતે દીલ અથવા ધક વગર ફકત " બોલો બબડી જવા કરતાં, બોલો

"વગરનું ધ્યાન અથવા દીલ રાખ્યું
"હોય તો તે વધારે બેહેતરછે."
આ ટુંક વાક્યની મતલબ એછે કે
બંદગી કરતાં, બંદગી કરનારે પોતાને
મોહોડેથી ફક્ત બંદગીના બોલો બોલી
કે બબડી જવાને બદલે, બંદગીને
વખતે તેજ એક બાબદ ઉપર
પોતાનું તમામ ધ્યાન અને દીલ લગાડવું
બેહેતરછે; તો એ મુજબ દીલ અથવા
ધ્યાન લગાડવાને જરૂરની મોટી વાત
એછે કે બંદગી કરનાર પોતે જે
બંદગી કરતો હોય તે બરાબર સમજી
ને કરે. બંદગી કરનાર જો બરાબર
સમજીને બંદગી કરે તો તેની અસર

તેનાં મન ઉપર ઘણી ખોહોળી થાય, અને જ્યારે તેની અસર તેનાં મન ઉપર પુરતી રીતની થાય ત્યારેજ તેનું દીલ અથવા ધક બંદગી ઉપર લાગેલું રહે. એવી રીતે ધક અથવા દીલ લગાડીને કીધેલી એક ટુંક અને સાદી બંદગી, બંદગી કરનાર ઉપર જેવી અસર કરેછે તેવી અસર, વગર સમજવે કરેલી લાંબી અને માહાભારત બંદગીથી, તેના ઉપર થઇ શકતી નથી. કેહેછે કે એક ખુનખાર લડાઇ વખતે લારડ આશલીએ, લડાઇમાં મશગુલ થતાં પેહેલાં જે બંદગી કરી હતી તે ઘણી ટુંક અને સાદી હતી; એ લારડ

બોલીઓ હતો કે "ઓ ખુદા તું
"સારી પેઠે જાણેછે કે આજનો
"આખો દાહાડો હું કેટલો રોકાયલો
"રહીશ; અગરજો હું તને ભુલી
"જાઉં તો પણ ઓ ખાવીંદ, તું મને
"ભુલતો ના." આ બંદગી જો કે
ઘણી ટુંક ને થોડા બોલોમાં સમાપ્ત
થઇ હતી, તોપણ લારડ આશલી ઉપર
તેની અસર એજમતી થઇ હતી,
તેનો મુખ્ય સબબ એજ હતો કે જે
બંદગી તેણે કરી હતી તેને પોતે બહુ
અછી પેરે સમજતો હતો.

ઉપલા વીચાર જણાવીને અમે
એમ કેહેવા નથી માગતા કે દરેક

જણે પોતાના એતેકાદ મુજબની તથા પોતાના ધર્મમાં ફરમાવેલી બંદગીઓ તર્ક કરી આવીજ ચાલુ જુબાનનીજ બંદગીઓ કરવી. પોતાની ફરજ અદા કરવા બાબમાં દરેક જણને પોત પોતાનાં અંતકરણ અને પોત પોતાના એતેકાદ મુજબ જે દુરૂસત અને વાજબી લાગે તે મુજબ ચાલવાની પુરતી છુટ મળવી જોઇએ, એ કાનુન ધ્યાનમાં રાખીને, અતરે ચાલુ જુબાનમાં બંદગી કરવાની અગત બાબે જે એસારો કર્યોછે તે ફકત એક સુચના તરીકેજ કર્યોછે.

આ ન્હાની ચોપડીના ઉપયોગમા

કંઇક વધારો કરવાની મતલબથી તેમાં પાછલા ભાગ ઉપર જુદા જુદા કવીઓ, શાયરો તથા બીજા ગૃહસ્થોએ ગાયન અથવા કવીતા રૂપમાં રચેલી કેટલી ન્હાની બંદગીઓ દાખલ કરીછે, તેથી ઉમેદછે કે એનો ઉપયોગ કરનારાંઓને તે વધારે પસંદ પડતી થઇ પડશે.

ન્હા. રૂ. રાણીના.

મુંબઇ, તા૦ ૧ લી જાનેવારી સને ૧૮૭૩.

---

# સાંકળીઉં.

## બામદાદની બંદગી.

એ ખુદા, ગઇ રાતરે મને સારી પેઠે ઉંઘ આવી છે તેથી હું તારો ઘણો ઉપકારી થયોછું. આજનો આખો દહાડો તું મારી ઉપર નજર રાખજે ને તને ના પસંદ થાય એવાં કોઇબી કામ કરતાં તું મને અટકાવજે. એ ખુદા, મારાં માબાપ, ભાઇ ભાંડુઓ, પાડપડોસી, સગાં વાહાલાં અને દોસત આશનાઓ ઉપર માહરૂં હેત થાય ને તેમને હું હરદમ ચાહાતો રહું એવી રૂડી બુધ્ધી તું મને બખશ.

# સુતી વખતની બંદગી.

એ ખુદા, આજના આખા દહાડામાં મારે હાથે જે ખરાબ કામો થયાંછે તેની તું મને માફી બખશ. એ ખાવીંદ મારા જે ગુનાહ થયાછે તેની તું દરગુજર કરજે. વારેવારે મારાં મનમાંથી તારી યાદ નીકળી જઇ, તરેહવાર બુરાઇઓ સુજ પડીઆ કરેછે, પણ એ ખુદા, તું મારા ઉપર મેહેરબાન હોવાને લીધે તું હંમેશાં મારી અરદાસત લીએછે અને મને આફતોમાંથી બચાવી લીએછે,

તેથી હું તારો બેહદ ઉપકાર માનુંછું. હું અરજ કરૂંછું, ઓ ખુદા, કે આજ રાતના તું મારી નઘેબાની કરજે ને કોઇ રીતની બુરાઇઓને મારા ઉપર ફાવવા દેતો ના. એજ મુઆફેક, ઓ ખુદા, તું મારાં માત પીતા અને ભાઇ બેહેનો તથા સગાં વાહાલાં અને દોસતઆશના-ઓની નઘેબાની કરજે. બખશ ઓ ખુદા, કે અમે સમજીએ કે તું દયાનો દાતારછે, અને તારી દયા ને રેહેમ જે છે તેજ અમારો આધારછે.

## બામદાદની બંદગી.

એ ખુદા, તારી માહારા ઉપર બેહદ બખશેસો જે થઇછે તેમાં વળી આજ એક નવી બખશેસ ઉમેરાઇછે કે તુંએ મને તનદરૂસતી ભરેલી હાલતે આજ સલામત ઉઠાડયોછે. બખશ એ ખુદા, કે હું તારા ઉપરજ પુર વીશવાસ ને એતેકાદ રાખું અને હરેક આફતને વખતે હું તારીજ યારી ચાહાઉં. એ ખુદા જો હું કાંઇ આફતમાં આવી પડું તો તું મારો બચાવ કરજે. એ ખુદા મારી કરણી

ઉપર તું નજર રાખતો ના પણ તેની દરગુજર કરી મને રૂડે રસતે ચાલવાની તોફીક બખ-શજે. બખશજે ઓ ખુદા, કે હું હરદમ ને હરઘડીએ તારૂં નામ યાદ કરતો રહું ને તારાં નામની દેહશત મારાં મનમાં સદા લાગેલી રહે કે જેથી કરી કોઇબી નાલાયક કામ મારે હાથે થાય નહી. આમીન.

---

# સુતી વખતની બંદગી.

એ ખુદા, તું સર્વ ચીજ જાણેછે. રાતો દીન તારી નજર માહારા ઉપરછે અને તેથી કરી આજના દાહાડામાં માહારે હાથે જેબી અણુઘટતાં કામો થયાં હશે તે સઘળાં તુંને તો જાહેર થઇ ચુકાંજ હશે. વાસ્તે હું અરજ કરૂં છું એ સાહેબ, કે તું મારા ઉપર મેહેરબાન થઇ તે મારા ગુનાહોની મને માફી બખશાજે, ને આજ રાતના ઉંઘ્યા પછે તું મારા ઉપર

હંમેશ મુજબ તારી નજર રાખજે.

ઓ ખુદા હું તારી પ્રારથના કરૂંછું કે તું મારા દોસત આશનાઓ, સગાં વાહલાં, પાડ પડોસીઓ, ભાઇ ભાંડુઓ ને માબાપના ઉપર મેહેરબાન થા; ને હરદમ તેમનું સારૂં કરતો રેહે; તું મને કુવત બખશ કે હું તેમને ચાહાઉં ને તેમની સેવા બજાવવાને તઇયાર રહું.

---

## બામદાદની બંદગી.

ઓ ખુદા! આસમાન ઉપરની તથા આ દુનીયાની સર્વે ચીજો નો પેદા કરનાર તુંજછે; તું અજવાળું તથા અંધારૂં કરેછે; તું ચીજોનો પેદા કરનાર ને પીતાછે. તું પોતે ભલોછે ને હંમેશાં ભલાં કામો કરતો રેહેછે. ગઇ રાતનાં તુંએ જે મારી નગેબાની કરીછે તથા આજ મને તંદુરૂસત ઊઠાડીયોછે તે માટે હું તારો બેહદ પાડ માનુંછું.

મારે હાથે આજ કોઇ માઠાં કામો થાય નહીં એવી

તું મને તોફીક બખશજે; બખશજે એ સાહેબ કે હું તને ચાહાઉં અને તારી સેવા બજાઉં.

એ ખુદા, મારા બદન તથા રૂહને વાસતે જરૂરની જે જે સારી ચીજો હોય તે તું મને પુરી પાડજે. એ ખુદા, તું મને એવી તોફીક બખશ કે હું મોજ શોખ ને મઝાહનાં કામો કરવાને બદલે તારી મરજી મુજબનાં કાંમો કરૂં. બખશ એ સાહેબ, કે જે જે કામો તને નાપસંદ હોય તેવાં કામો ને હું ધીકારૂં. જીવતાં

જીવત તારી માયા તળે હું વસું ને મુઆ પછે પણ તારીજ પનાહમાં હું આવું એવું તું કર. ઓ ખુદા, હું એક ગરીબ બચાંની ખરાં દીલની આ બંદગી તું સાંભળ ને મારાં પાપની તું મને માફી બખશ. આમીન.

---

## સુતી વખતની બંદગી.

ઓ દીન અને દુનીઆના સાહેબ, બાબના બીછાનાં ઉપર આ મારૂં કમીનું સર નાખતાં આજના આખા

દાહાડામાં મારેથી થયલા ગુના-
હોની હું તારેથી દરગુજર ચાહું
છું. રાસ્ત કરી કહુંછું એ
ગરીબ પરવર, કે હું હરદમ ને
હરપળે તું બુજરગવાર બાપની
દેહેશત મારાં દેલમાં રાખીને
મારાં દરેક કામમાં મશગુલ
રેહેવાની કોશીસો કરૂંછું,
તોપણ મારો બુરો હવસ વારે-
ઘડીએ મને ગુમરાહ બનાવી
તારી નેક રાહથી મને પાછો
ફેરવવામાં ફતેમંદ થઇ, મને
લાચાર કરી નાખેછે, વાસ્તે
રાસ્ત ઇમાન અને ખરા એતે-

કાદથી હું તારી મીનત કરૂં છું ઓ સાહેબ, કે દરેક બદકારીને દરેક બુરાઇને દાબી નાખવાનું તું મને કુવત બખશ. મને ખબર નથી, ઓ મારા મોટા બાપ, કે તારી તરફથી અજલનો ફરેશતો મારી તલબ કરતો કયારે આવી ઉભો રેહેશે; તો મુજ ગરીબ-લાચાર ઉપર રેહમ કરી બખશ ઓ સાહેબ, કે મારા હવસને તાબે થઇને અતીઆરથીજ મારાં દરેક કામમાં, મારાં દરેક બોલવામાં અને મારાં દરેક વમાસવામાં હું કોઇ એવું ખતા

ભર્યું ડગલું ન ભરૂં કે જેથી એકાએક આવી ઉભા રેહેતા અજલના ફરેશતાને જોઇને મને રંજીદેહ હાલ થવું પડે.

---

## ગુનાહની માફી સારૂ બંદગી.

ઓ ખુદા તું મારા ગુનાહ મને માફ કર, એ ગુનાહ ઘણા મોટા થયાછે. મારાથી તેનું બયાન થઇ શકતું નથી, પણ ઓ ખુદા તને તે સઘળું રોશન છે. ઓ ખુદા એવા ગુનાહ, એવાં પાપથી તું મને મોકળો કર—ઓ ખુદા મારૂં જીગર સાફ

કરીને એવાં પાપ એવી બદી, એવી બુરાઇથી તું મને ફારેગ કર. ઓ ખુદા, જેમ જેમ મારી જીંદગીનો દહાડો ભરાતો જાય છે તેમ તેમ મારા જોવામાં વધારે આવતું જાયછે કે મારૂં મન ઘણું ખરાબછે. તે ખરાબ થયલાં મનને, ઓ ખુદા, તું તારાં અસો અને પાકીજગી ભરીઆં પાણીથી ધોઇને સાફ તથા સોજું કર. બખશ ઓ સાહેબ કે મારાં મા બાપ અને વડીલોના કહેવાસરનો હું થાઉં, મારાં ભાઇબેહેનો તરફ હું

મમતા બતલાવતો રહું. મારાં પારપડોસી ને દોસત આશનાઓની માયા મેળવવાને લાયકનો થાઉં; ને સઉથી છેલું, બખશ ઓ સાહેબ કે હું તારો ફરમાબરદાર થાઉં, યાને તારા તરફથી ઉતરેલી સઘળી ફરજો બજાઉ. આમીન.

---

## અહેસાનમંદી.

ઓ ખુદા, જેને લાયક હું નથી એવી જે કેટલીક મેહેરબાની તું દર રોજ મારા ઉપર કર્યા જાયછે તેટલા માટે હું તારો

બેહદ અહેશાનમંદછું. હું તને ઘણીવાર વીસરી જાઉછું, પણ તું મને કદી વીસરતો નથી. ઘણાં નઠારાં કામો મારે હાથે થયાંછે, ને મોહુડે ઘણી માઠી વાતો બોલાઇછે. તોપણ ઓ સાહેબ, હવે તું મને બખશ કે મારાથી એવી કોઇ બુરાઇ વધારે નહી થાય તથા તારી નાફરમાની નહી કરૂં.

ઓ ખુદા, હું તારો કેટલો આભારી થયોછું! ઓ ખુદા તારી માયા મારા ઉપર કેટલી હશે કે જે વખતે બીજાં ગરીબ

બીચારાં લોકો વેહેલા ભોગવેછે તે વખતે મને પેહેરવાને સારાં લુગડાં, રેહેવાને સાફ જગ્યા ને ખાવા ને સારો ખોરાક મળી શકેછે! ઓ ખુદા હું સત યકીનથી કહું છું કે તું રેહેમ-દીલ બાપની મારા ઉપર ઘણી રેહેમ ને માયા હોવાથી આ મુજબ હું સુખ અને ચેન ભોગવું છું; વાસતે ઓ ખુદા બખશ કે હું તારી એ સઘળી રેહેમ ને માયાને લીધે તારો અહેશાનમંદ થાઉં, ને હરદમ તુંને પસંદ પડ-

તાંજ કામો કરતો રહું. બખશ
એ સાહેબ કે હું તમામ નઠારી
વાતોથી દુર રહું અને જે વાતે
મારા ભાઇબંધોનું ભળું થતું
હોય, અને જે કામોથી તું બુજ-
રગ બાપ ખુશાલ રેહેતો હોય
એવાં રૂડાં ને નેક કામો કરવા
પાછળ હું લાગું કે જેથી કરી
કીયામતને દાહાડે સુરખ મોહોડે
તારી દરગાહમાં હાજર થાઉં.
આમીન.

---

## બંદે ખોદાની તોબા બંદગી.

ઓ ખલકના ખાવીંદ, માહારે હાથે ઘણાં અણઘટતાં કામો થયાંછે–હું મોટો પાપી થયોછું. બોલવા, વમાસવા ને કરણીની રૂહે મેં ઘણાં પાપ કર્યાં છે. ઓ ખુદા મારાં વડીલોની નસીહત, મારાં અંતઃકરણની ચેતવણીઓ અને છેલ્લે તારાં પાકીજગી ભરેલાં ફરમાનો– મનશની, ગવશની અને કુનશની,–છતાં એ સઘલી વાતોની ઉપરવાર થઇ મેં ઘણાં અણઘટારત કામ કર્યાં છે. એવી

રીતનાં પાપી કામ મેં એક બેવાર નહીં પણ સેંકડો વખત કર્યાં છે ને હવે ઓ ખુદા હું પાપમાં એટલો તો બુડી ગયોછું કે કશું વધારે બોલી શકતો નથી. મારો બચાવ કરવાને મારી પાસે કોઇ કારણ કે બાહાનું રહ્યું નથી. ઓ ખુદા, મારે હાથે ઘણીક તકસીરો થઇ છે. અગરજો, ઓ ખુદા, તું કઠણ દીલ કરી મારી તકસીરો સામું જુએ તો મારો કશો થાગ કે દીરગ રેહે નહી. પણ ઓ રેહેમના ખાવીંદ, દયાળુ દાતાર

ને ભલાઇનાં ભંડાર, તારા ઉપર
મારો પુર વીશવાસ ને ભરૂસો
બેઠોછે કે તું મારી તકસીરો ને
ગુનાહ સામું ન જોતાં મારા
હાલ ઉપર રેહેમ લાવી દર-
ગુજર કરશે. ઓ ખુદા, તારા
અદલ ઇનસાફમા દયા સદા
ભેળાએલી રેહેછે ને તેથી મને
ઉમેદ આવેછે કે તારી દયા
મારા ઉપર ઉતરશે. સત કરી
માનુંછું, ઓ ખુદા, કે મારી
કરણી મુજબ કોઇ રીતની તારી
માયા કે મેહેરબાનગીને હું
લાયક થયો નથી, તોપણ ઓ

સાહેબ આ વખતે મારૂં સર ખાકમાં નાખી મન સાફ ને ચોખું કરી ખરાં જીગરથી તું સાહેબની દરગાહમાં અરજ ગુજારી કરૂં છું, અને તને હાજર નાજર જાણી ખરેખરો એકરાર કરૂં છું કે હવેપછે હું ઘણી સંભાળથી ચાલીશ અને કોઇ રીતે તારી મરજીની વીરૂધનાં કામો કરવાથી દુર રેહીશ. વાસતે ઓ ખુદા આ ખરા પશ્ચાતાપીની ખરાં દીલની બંદગી કબુલ રાખી તું મારા ઊપર રેહેમ કર. આમીન.

# ખુદાથી બધી મુરાદો ચાહાવા બાબે બંદગી.

'દાદર અહુરમજદ જે ખાલેશ અને ગુરમંદ હોઇને તમામ વાતોનો જાણનાર, તમામ કામોનો કરનાર, સાહેબોનો સાહેબ, પાદશાહોનો પાદશાહ, નેગાહદારીનો રાખનાર, ખલકને પેદાનો કરનાર, તમામ લોકોને રોજી રજખનો આપનાર, કુદર-તમંદ અને કદીમ બખશનાર અને બખશાવનાર, મેહેરબાન અને દાના, પાક અને પરવર-

શીનો કરનાર, પોતાની મેળે પેદા થયલો અને વરધીનો કર-નાર, જેની આદેલ બાદશાહી કાયમ છે, તેની હુજુર. આ મારૂં કમીના સર ખાકમાં નાખી, હું નમુછું, અને તેનેથીજ મારા તમામ ગુનાહોની માફી ચાહું છું. અએ બખશાઅંદ બખશાયઝગર દાદગર, બખશ તું મને, કે તમામ નેક નઇએત, તમામ નેક બોલવું અને તમામ નેક કામ કરવાં હું મારાં જીગ-રથી એખતીઆર કરૂં, અને તમામ બુરી નઇએત, બુરૂં

બોલવું અને બુરાં કામ કરવાં
હું એકદમ તરક કરૂં; તથા એવી
બુરાઇઓમાં ફરનારાં તથા એવા
બુરા પેશા ચલાવનારાંઓથી હું
દુર રહું. અએ બખશેસના કર-
નાર, રોજીના આપનાર ખાલેસ
નુરમંદ દાદાર અહુરમજદ,
બખશ મને કે હું કોઇની પારકી
આશા ઉપર આધાર રાખવાને
બદલે મારી હલાલ મેહેનતથી
અને તું બુલંદ બાપની બખ-
શેસની બરકતથી પેદા કીધેલાં
નીમક રોટીનાં ખાના ઉપર
સંતોશ માનું, અને તમામ

વાતના લોભ લાલચથી દુર રહી તારાં અવલ પેદા કરેલાં ગોરથમાન બેહેશતને પામું. આમીન.

---

## બદકારીથી દુર રેહેવા બાબે બંદગી.

દાદર અહુરમજદ જે સફાઇ ભરેલો, નુરમંદ, ગેબી અને બુલંદછે, તેની બુલંદી અને રોશની જીઆદા થાવો, અને તે મારી મદદે પોંહોચો. આ જીહાનમાં બદનઇએતથી બુરૂં બોલવાથી અને બુરાં કામ કરવાથી જેબી કાંઇ ગુનાહ મેં કીધા હોય

તેની તોબા કરી ખરાં જીગરથી પશેમાન થઇ પાછો ફરૂં છું. અય ખુદા તારાં પાકીજે ફરમાનની રૂએ તેં જાહેર પાડેલી તારી ખાએશ મુજબ જે મને વમાસવું, બોલવું અને કરવું સજાવાર હતું તે મુજબ મેં કીધું નહી, પણ એહરેમનની ખાએશ મુજબ જે મને નહીં વમાસવું, નહીં બોલવું તથા નહીં કરવું જોઇતું હતું, તે મુજબ મેં કર્યું છે, તે ગુનાહોને વાસતે પશેમાન થઇ હું પાછો ફરી ચાહું છું આ સાહેબ કે મારૂં દેલ હવે તમામ વાતે

સાફ અને ચોખખું રહે; મોહો-
ટાઇ, મગરૂરી, બદ નઇએત,
હલકાઇ અને લોભ લાલચથી
હું હરદમ દુર રહું, ગુજરેલાં
રવાનોને જબુન બોલવામાં હું
મોટો ગુનાહ સમજું; અદેખાઇ,
અંટસ, બુરી નજર અને બેહુદા-
ઇથી હું વેગળો રહું; પારકી
ઓરત અને પારકી મીરાસ
ઉપર હું બદનજરથી જોવું નહીં
કરૂં; જનાકારી અને ગોલામ
બારગી જેવા મરગરજાન ગુના-
હોથી હું હરદમ કમકમી દુર
રહું; ખોટી શાહેદી પુરવાથી,

ખોટો હીનસાફ ચુકવવાથી અને બુતપરસતી કરવાથી હું પરહેજ રહું; અને બખશ એ ખાવીંદ ખલકત કે મારી નેક નીઅત ઉપર, નેક બોલવા ઉપર અને નેક કામ કરવા ઉપર હું ઓસ-તવાર રહું. આમીન.

---

## દુખીઆરાની બંદગી

અએ બન્ને જાંહાંનને પેદા કરનાર સાહેબ મુજ કમીના બંદા ઉપર તું નજર કર; હું એક દુખીઆરો અને દેલથી ઘાએલ થયલો તારો બંદો તારી

હજુર મારૂં સર નમાવી, તન ખાકમાં નાંખી અરજ ગુજારૂંછું કે તું મારા હાલ ઉપર નેઘા કર. અએ ધરમી બાપ હું મોટો અધરમી અને પાપી છું; મારે હાથે ઘણાં જબુન અને બદ કામો થયાંછે, પણ હવે મારૂં દેલ મને અંદરખાં-નેથી ડંખ દયા કરેછે, મારી કરણી મારી સામે આવીને ઉભી રહયા કરેછે; મારાં કરતુકોની સજા જો કે મને હજી પુરતી થયલી કેહેવાય નહી તોપણ ઓ સાહેબ, જે અંદર ખાનેનું

દુઃખ હું હાલ ભોગવું છું, તે મને અતી સખત લાગેછે અને હવે વધારેવાર મારાથી મારાં અંતકરણનો દુઃખ ખમાતો નથી; મારાં કરતુકની હું તોબા કરી પશેમાન થાઉં છું, અને ખરાં જેગરથી તારી હજુર કબુલ થાઉં છું ઓ મારા મેહેરબાન બાપ કે હવે પછે હું તમામ નેક રાહ સુજબ ચાલીશ. બોલવે, કરવે અને વમાસવે હું દરેક રીતે નેક રેહીશ, અને કોઇબી કાલે તું રેહેમદીલ ખાવીંદનો ખોફ ઉતરે એમ કરવાથી હું

દુર રહીશ. એ સાહેબ તું મારી ચાલ ઉપર જોવું ના કર, પણ મારા મીસકીન હાલ ઊપર જોવું કર, અને મારા ઉપર જે આ દુખો આજાબ અને સેતમ ગુજરેછે તેમાંથી તું મને આજાદ કર. આમીન.

---

## યારી પામવા સારૂ બંદગી.

હમે એવી જાંહાંનમાં વસીએ છે, એ ખુદા, કે જ્યાં હમારી આસપાસ તમામ અંધકાર અને બીનભરૂસો પંથરાયલો છે. જ્યારે હમો ગુજરેલા વખત

તરફ નીઘા કરીએ છીએ ત્યારે હમોને એટલુંજ જણાયછે કે તે અઃઆમમાં તરેહવાર જાતની નાઉમેદીઓ સીવાએ બીજું કશું હમો હાંસલ કરી શકયાં નથી. જ્યારે હમો આવતા વખત તરફ નીઘા કરીએ છીએ ત્યારે સઘળું બેમાલુમ જેવું દેખાય છે. એ આવતા વખતમાં જે ઘણાક હાદેશા હમો ઉપર આવી પડવાનો સંભવ છે તેને વીશે જેમ હમો કશી આગાહી બાંધી શકતા નથી તેમજ જે કેટલાક આવી પડનાર હાદેશાઓ

હુમણાથી હુમો જોઇશકીએછ તેનાથી છુટવા કે બચવાનો કશો એલાજ કે ચારો હુમો જોઇ શકતા નથી, એટલા નાતવાન, એટલા કમકુવત એટલા લાચાર હુમો છઇએ; હુમારૂ જ્ઞાન એટલું અધુરૂં છે; ઓ રેહેમના ખાવીંદ, હુમારી અકલ એટલી ઓછી છે, ઓ દાવરે દાદગર, હુમારૂં ડાહાપણ એટલું ઓછું છે, ઓ દાનાઓ દાદાર, તથા આયંદે વખતની આસપાસ એટલું તો અંધકાર ફરી વળેલું છે, ઓ સાહેબે બેનીઆજ, કે આ ફાની

દુનીઆમાં સલામતીથી રાહ
કેમ કાપવી તે માલુમ પડી
શકતું નથી એટલુંજ નહી, પણ
હુમારી સમજ શકતીની એવી
અધુરી હાલત હોવાને લીધે
જે વખતે હુમો ઘણીજ ભયંકર
અને દેહેશતનાક બુરાઇઓના
પંજામાં આંધલેપણે ફરતા જઇ-
એછે, તેજ વખતે ગોયા હુમો
ઘણાજ સલામત રસતા ઉપર
હોઇએ એમ હુમોને જણાયછે.
વાસતે ઓ રેહેમદીલ ખાવીંદ
હુમારી એ હાલત ઉપર-હુમારી
એ નાતવાની અને નબલાઇ

ઉપર રેહેમ લાવી હમારો રાહ-
બર તું થા; તારી રાહબરીના
છાયા તળેજ હમો નચીંતાઇથી
હમારી આ ફાની દુનીયાની
બીકટ મંજલ કાપી શકીશું-તારી
રાહબરી વગર ઓ કુલજાંહાં-
નના મોહોટા રાહબર, હમારી
જીંદગાનીના ચેરાગને રોશન
બળવાને પુરતું કુવત મળી
શકવાનું નથી, અને ઓ પરવર-
દીગાર તારી તરફની મેહેરબા-
નગીભરી રોશની વગર હમારૂં
જીવતર નકામું બરબાદ થઇ
હમારી જીંદગી પાએમાલ થવા

ની–તુંજ ખાલેકે મખલુકના સાહાયા વગર આ ફાની દુની-યામાં તેમજ મીનોઇ જાંહાંનમાં હુમારો કશો દીરગ લાગવાનો નથી, વાસતે એ મેહેર દાવર આ હુમારી આજીજી સાંભળી હુમારી ઊપર મેહર કરી તું હુમોને દરેક અને સઘળી બુરાઇઓથી બચાવી રાખજે. આમીન.

---

## રહમ પામવા બાબે બંદગી.

અએ ખાવીંદ બેનીઆજ, હું એક નાદાન કમસમજ, કમ-ફેહમ અને બેબાક બંદાછું, મારે હાથે જાણતાં અજાણતાં ઘણા અજીમ ગુનાહો થયાછે. મારે હાથે ઘણા નીરદોશોને દુખ પુગાં છે, ઘણાં ગરીબો મારેથી હલાક થયાંછે અને ટુંકામાં કહું ઓ સાહેબ તો આ દુનીઆમાં પેદા પડીને મેં આજ સુધી એવું નથી કીધું કે જેને હું મારાં મોહોતની વખતે મગરૂરીથી યાદ કરી શકું, અએ

ખલકના ખાવીંદ હું તારી હજુર ઘણો શરમીંદો છું કે હું તારાં રાસ્ત ફરમાન બજાવવાથી પાછો ફરીઓછું; હું કેવો ગુમ-રાહ બન્યોછું એ પરશતેશને લાયકના પરવર, કે તારી બંદગી કે પરશતેશ કરવાનું બેહદ ભલું કામ કોઇ દીન મને સુઝ પડયું નથી, પણ ઓર હું ગુનાહની આલુદગીમાં ગીરફતાર રહયોછું. જેમ જેમ હું દુરદેશીથી વીચાર કરૂંછું તેમ તેમ મને એ પરવ-રદીગાર મારી પોતાની ઊપર બેહદ ખોફ છુટેછે તથા અતી-

શયશરમીંદગી હાંસલ થાય છે કે મારે હાથે ભલાઈનાં કોઈબી કામ થયાં નથી અને જેબી કાંઇ થયાંછે તે ગુનાહનાંજ થયાંછે; હું બેહદ અફસોસ સાથે જોઉંછું આ મેહેર દાવર, કે જે જે બદકામો કરવાની તારા પાકી-જગી ભર્યા કલામોની મારફતે મનાઇ કરવામાં આવેલી છે તેવાં સઘળાં બદકામો મેં ગાફલ અને ગુમરાહ બની કીધાંછે, ને તેમ કરીને મારે માથે ગુનાહનો મેં એટલો તો મોટો બોજો વધારી મુકયો છે કે જેના ભારથી

હું તદન કચડાઇ જઇ રાતો દીન હેરાન અને સરગરદાન થઇ પડયોછું. હું શરમીંદગીસાથે કબુલ કરૂંછું ઓ પરવરદીગાર કે મારા ગુનાહ માફ ન થઇ શકે એવા છે, તોપણ ઓ રેહે- મદીલ ખાવીંદ હવે હું તદન લાચાર અને લાઇલાજ બની તારી હજુર મારા બંધે હાથ જોડી, મારૂં સર ખાકમાં નાખી એટલુંજ માગી લઉંછું કે તું મારી ઉપર દયા કર; દયા કર! દયા કર!! દયા કર ઓ દયાલુ દાતાર! તારી દયા વગર હવે

મારો છુટક નથી; તારી દયા જો
મારા ઉપર થઇ નહીં તો પછે
મને બીજા કોઇની આશા કે
ઊમેદ નથી; બીજાં કોઇની મને
કશી પરવા કે દરકાર નથી; બીજાં
બધાં વના આજવેર ચાલ્યું
અને હવે પછે પણ ચાલશે,
પણ એ ખાવીંદ તારી મેહેર
વના કદી ચાલનાર નથી, વાસતે
હું તો હવે કદી તને મુકનાર
નથી, મેં તો હવે તને મજબુત
પકડી તારા ઉપરજ પુર વીશ-
વાસ અને એતેકાદ રાખેલો છે.
વાસતે હવે તું મને પડવા દેતો

ના, મેં હવે મારો તમામ આધાર તારી ઉપર રાખી મારી તમામ મદાર તારી ઉપર બાંધી છે, વાસતે હવે મને તું તારી પનાહમાં લઇ જેમ તારી નેક નજરમાં વાજબી આવે તેમ મારી હાલત ફેરવ. મારી કરણી મુજબ જેટલી સજા મારી ઉપર ઉતરવી જોઇએ, તેટલી, જો કે તું રેહેમદીલ આવીંદની રેહેમ-દીલીથી, હજી મારી ઉપર નથી ઉતરી, તોપણ જેટલી સજા પડી ચુકીછે તેથી જરા પણ વધારે ખમવાનું હવે મારામાં બીલ-

કુલ કુવત નથી; હવે મને તારી દયાના આરામની વધારે જરૂર છે; તારી રેહેમ સીવા હવે મારાં જખમી જેગરને કશી વાતથી રાહત મળવાની નથી; વાસતે મારા ખરા જેગરના આ પશ- ચાતાપ ઉપર તું નજર કર અને મારી બેહદ મીનત અને આજુજી ભરી આજરખાહ કબુલ કરી મારા તમામ ગુનાહોની માફી બખશી આ મારા કુમલાતા અને ઝુરમાતા જીવને એકવાર ફરીથી તાજગી બખશી મારી ઉપર તારાં થયલાં બેહદ અહે-

શાનોમાં આજ એહે નવું અહે-
શાન વધારી મને તારી તાબે-
દારી અને ફરમાબરદારીમાં લે.
આમીન.

---

## હરવખત કરવાની બંદગી.

એ કુલ જાંહાનની પરવરશી
કરનાર પાક દાદગર દાદર હું
એક ખાકી બંદો મારૂં સર
નમાવી તન ખાકમાં નાખી તું
ખુદાવંદાન ખુદાવંદ પાદશાહની
હજુર તમામ ગુનાહોથી તોબા
કરીને પશેમાન થાઉંછું. સત
યકીનથી માનુંછુ, એ પરવરદી-

ગાર કે પોતાની હાજતો પુરી પાડવા માટે મીસકીન મરદો ને લાચારીમાં ગીરફતાર થયલાં આદમીઓ તારીજ સામે દયા-મણે દેખાવે જોતું કરેછે. મગરૂ-રમાં મગરૂર પાપી શખસ પોતાનાં પાપની તોજેશ માટે તારીજ હજુરમાં પુર ઉમેદથી પોતાનું સર નમાવેછે—દુખીઆ-રાંઓ અને હાદેશાનાં મારેલાંઓ પોતાની છેલ્લી રાહુત અને છેલ્લી ઊમેદ માટે તારીજ હજુર મીનતભરી આજીજી કરતાં આવી ઊભાં રેહેછે—જે

સઘળાંઓ ઉપર, ઓ મારા બુલંદ બાપ, તું તારી મેહેર ભરી નવાજીશ વરસાવેછે, તેજ મુજબ ઓ રેહેમના ખાવીંદ, દયાના દાતાર, તું મુજ ગરીબ બંદાની કાકલુદી ઉપર નજર કર. મારી ખાતરીછે ઓ મારા મેહેર દાવર કે મારી બંદગી નકામી નથી જવાની; સબબ સઘળાં દીનદાર અને દીન ચાશીદાં આદમીઓ ઉપર તારી મેહેર ભરી નજર જેમ હંમેશાં હોયછે, તેમજ પાપી-ઓની મીનત અને આજીજી

સાંભળવાને તારા કાન સદા ખુલા રેહેછે તથા ખરાં જીગરથી નીકળેલી પશેમાની સાંભળી તારા પાપી બંદાને જેમ તું રેહેમદીલ ખાવીદ તારી અશોઇ અને પાકીજગી ભરી ખસલ-તોથી માફી બખશાવા હરદમ ખુશાલ હોય છે તેમજ તારા બંદાએ ખરાં જીગરથી ચાહેલી મોરાદ તું પાર ઉતારી આપ-વાની નવાજીશ કરવાને મેહેર-બાન હોયછે. પુર એતેકાદથી માનુંછું ઓ ખલકના ખુદા કે પશેમાન થઇ તોજશ કરનાર

તારા બંદાંઓને તું તારી હજુરથી હાંકી મુકતો નથી, પણ તેમની ઉપર રહેમની નજરે જોતું કરી તેમના ગુનાહોની તું માફી બખશેછે—તારા બંદાં-ઓને દુખથી પીડાતાં અને તંગીથી ટવલતાં જોવાને તું રાજી નથી પણ જેબી વાતે તેમનાં દેલને રાહત મળે તેથી તું ખુશાહાલ થાયછે. હુમ પાપી બંદાઓને દેલાસા તરીકે તારી તરફથી, ઊમેદ આપવામાં આવીછે કે પાક મનશની અને નેક નઇએતથી જે હુમો માંગવું

કરીએ તેનો તું બક્ષાયંદહે બક્ષાયઝગર મેહેરબાનછે, તો એ નેક ખસલત મેહેરબાન મારા ખરાં જેગરનું નેક મનશા-નીનું અને દરદમંદ દેલનું એટ-લુંજ માંગવુંછે કે તું રેહેમની રાહે આ મારી બંદગી સાંભળી બક્ષ મને કે હું મારા તમામ ગુનાહો–તમામ બદકારીથી પ-શેમાન થઇ પાછો ફરૂં, અને બક્ષ એ રેહેમના દરીઆવ કે હું હવે પછે દરેક રીતે અશોઇ અને પાકીજગી ભરીયાં કામોમાં અને તારી ફરમાબરદારીમાં

મારી બાકીની જીંદગી ગુજારી, તું મોહબત ભરીયા બાપની બગલગીરી કરવાને લાયકનો થઇ તુંજ મેહેરબાન બાપનું ચાહાતું થતાં તારી હજુર હાજર થવાને તઇઆર રહું. આમીન.

---

## પોતાની માંદગીને વખ-
## તની બંદગી.

એ ખુદા હાલ હું ઘણું દુખ ખમું છું. તું મારી સામું ને મારા દુખ તરફ જો. એ ખુદા

મારા તમામ ગુનાહુની હવે તું મને માફી બખશ. ઓ ખુદા હવે હું ભર દરીએ આવી પડીયોછું ને પગ મુકવાનું ઠેકાણું જણાતું નથી. હું બુમ બરાડા ને પોકારથી થાકી ગયોછું તે એટલે વેર કે મારૂં ગળું વટીક સુકાઇ ગયુંછે. ઓ ખુદા તું મારો મદદગાર થા ને મને પાર ઉતાર. ઓ ખુદા, આ મારા દુખના વખતમાં તું મને વીલો મુકતો ના, પણ હરદમ તું મારી નગેહ્દાસતી રાખતો રેહેજે. આ મારી માંદગીમાંથી તું એકદમ

મારૂં મોહોત નીપજાવતો ના. તેં ઘણાઓને મોતને કાંઠેથી પાછા સાઝા કરીયાછે ને તું મને પણ સાઝો કરી શકશેજ. તારે મોહોડેથી એક સખુન નીકળતાંજ તુરત મને કરાર વળશે, વાસતે રે ઓ ખુદા, તું મને બચાવી લેજે; એમ કરતાં જો તારી ઇચ્છા જુદી હોય, તો હું તેને તાબેછું; ઓ ખુદા મારી મરજી મુઆફેક નહીં, પણ તારી મરજી મુઆફેક થવા દેજે. અગરજો મારૂં મોતજ આવી લાગું હોય, તો બખશ ઓ સાહેબ

કે હું તારૂં મોબારક નામ જુબાનપર લઇ મોતને તાબે થાઊં. એ ખુદા તું મને એટલુંજ બખશ કે હું તમામ દુખ દરદના વખતમાં તારાપરજ એતેકાદ રાખી રહું, ને એમ થવા પછે ગમે તે થવાનું હોએ તે થાય, પછે જોઇએ તો મોત આવે કે જોઇએ તો જીંદગાની સલામત રહે, પણ જે તે વાતે તારી પનાહ ને નજર મારી ઉપર રહી એટલે બસછે. એ ખુદા મારી તમામ ઊમેદોનો સઘળો આધાર તારી ઉપર છે—તુંજ

મારી જીંદગી છે; નબળા વખતનું તુંજ મારૂં કુવતછે; આપદા ને હાદેશામાં તુંજ મારી ઢાલછે; અંધારી કીલ ખીણમાં તુંજ મારી રોશનીછે અને રોજે રસતાખેજને દાહાડે મારી ઉપર રેહેમ ને દયા કરી મારો બચાવ ને છુટકો કરનાર પણ તુંજ ખાવીંદ છે. હું મારી તમામ જીંદગી તુંનેજ સોપુંછું, ને હું પોતે પણ તારોજ છું, વાસતે ઓ ખુદા મારે વાસતે જેમ તારી મરજીમાં આવે તેમ તું કર. તારી પાસે હું એટલુંજ

માંગી લઉં છું, એ ખુદા, કે મારાંમાં તું એવી બુદ્ધી મુક કે જેથી કરી હું કોઇબી વાતની ગડબડ કર્યા વિના એકદમ ચુપ રહી તું મારા ઉપર જે ગુજારે તેને તાબે થાંઉ. આમીન.

---

## દરદીની અરજ ગુજારી.

અએ કુલ જાહાનની પરવરશી કરનાર પાક પરવરદેગાર, હું હાલ દુખ દરદોથી બહુ બેકરાર છું, વાસતે તું મારી ફરીઆદને પોંહોચ અને જે દુખ દરદનો

હું ભોગ થયોછું તેમાંથી તું મને બચાવી લે; અએ રેહેમના ખાવીંદ તું સીવાય મારો બીજો કોઇ યાર કે મદદગાર નથી તેમજ તું સીવાય મારો કોઇ બીજો દોસત કે આશના નથી. મારા છુપા ભેદો ને છુપાં દુખ દરદોથી તું સીવાય બીજો કોઇ વાકફગાર નથી; મારી દેહ તદન લથડી પડી છે, ને હું તદન નાતવાત થઇ ગયોછું. આ દુખ દરદોથી હું કેમ મોકળો થઇશ તેની મને મુદલ સમજ પડતી નથી. તોપણ જો રેહેમનો તું ખાવીંદ

મારી ઉપર તારી રેહેમ ઉતારે
અને મારો હકીમ જો તું થાય
તો મારાં સઘળાં દુઃખ દરદો
નાબુદ થાય અને તું બુજરગ-
વાર બાપનાં મોબારક નામની
હરદમ યાદ કરવાને હું તંદરૂસત
થાંઉં એવું છે, વાસતે અએ નેક
બાપ આ વખત તું મારી
યારીને પુગ, અને આ ભય
ભરેલી માંદગીમાંથી તું મને
તંદરૂસતી બખશ, અને તે સાથે
બખશ મને આ રેહેમદીલ
ખાવીંદ કે આ નવે નામે નવી
જીંદગી મેલવી હું તમામ રૂડાં

કામો કરતો રહું, અને જેબી કામ તને નાપસંદ હોય તેથી દુર રહી અશોઇ અને પાકીજગી ભરીઆં કામોમાં મારી બાકીની જીંદગી ગુજારી તુંજ ખાવીંદનો હોકમ થતાં તારી દરગાહમાં હાજર થવાની તઇઆરીમાં રહું. આમીન.

---

## માંદગીથી ફારેગ થવાની શોકરગુજારી.

એ દયાળુ બાપ તારી માયા અને મેહેરથી હું મારી સખત માંદગીમાંથી સાઝો થયોછું,

માટે તારો બેહદ પાડ માનુંછું. એ ખુદા, તુંએ રેહેમ કરી મારી જીંદગી સલામત રાખી મારા આવરદા લાંબા કર્યા છે, તો બખશ એ સાહેબ કે હું તારી મરજી મુજબ ચાલું ને સઘળાં નેક કામો કરૂં. એ સાહેબ જો કે સખત માંદગીના ગલબાથી હજી હમણાજ હું તારી રેહેમ અને માયાથી ફારેગ થયોછું, તોપણ મને ખબર નથી કે મારૂં મોત કયારે આવી ઉભું રેહેશે અથવા શીતાબીથી મારો આ દુનીયાનો અસબાબ ઊઠાવી

લઇ જવાનું તારૂં ફરમાન મારી ઉપર ક્યારે આવેછે તેની મને મુદ્દલ ખબર નથી; એમબી કાંય નહી બને આ સાહેબ કે આવતી ઘડીએ—અરે આવતીજ પળે મારી અજલનો ફીરસતો, તુંજ દાદગરની દરગાહ તરફ કુચ કરી જવાનું ફરમાન લાવી મારી હજુર હાજર કરે; તેં જ્યારે મેહેરબાન થઇ મને તંદરૂસતી બખશીને મારા ગુનાહોની તોજીસ કરવાની નવેસરથી મને જોગવાઇ આપીછે, તો બખશ આ સાહેબ કે એ જોગ-

વાઇ હું બેદરકારીથી બરબાદ-
જતી નહી મુકું પણ એનો હું
એવો ભલો ઉપયોગ કરૂં કે
જેથી આવતી જાહાંનનાં મારાં
સુખનો રસતો હું હમણાથી
તઇઆર કરી મુકું.

ઓ મેહેરબાન બાપ! ઓ
દયાળુ દાતાર! તેં રેહેમ કરીને
મારી હઇયાતી લાંબી કરીછે,
તો ઓ એરખા બાપ! પુરી
રેહેમ કરી મને આવતી જાહા-
નનું બેહેસતનું સુખ મળે એવી
રીતે એ મારી નવેસરથી બખ-
શાએલી જીંદગી ગુજારવાની

તું મને તોફીક બખશ. મારાં તમામ ખેશીઓ તથા દોસત આશનાઓને, ઓ ખુદા, તું કુવતમંદ ને તંદરૂસતી ભરેલાં રાખ તથા તેમનાં ઉપર તારી માયા ભરેલી નજર રાખ. ઓ ખુદા આ ટુંકી પણ ખરાં જીગરની બંદગી તથા શુકરગુજારી તું સાંભળ અને તું મને તારો પોતાનો કર. આમીન.

---

# સગાં વાહાલાંની માંદગી વખતની બંદગી.

ઓ ખુદા, મને બહુ બીહીક લાગેછે ને મારૂં હૈયું થરથર કાંપેછે. ઓ ખુદા, મારાં વાહાલાં * તું તેડી લેતો ના અથવા મને * વનાનો કરી મુકતો ના. હું માગી લઉં છું, ઓ સાહેબ, કે મારાં * ની આ માંદગીમાંથી તું મોત નીપજાવતો ના.

---

* બાપ, મા, ભાઇ, બેહન, ખાવીંદ, બાએડી વગેરે જે બેસી હોય તે.

પણ જો, ઓ ખુદા, તેં બીજી-જ રીતનો હુકમ કરીયો હોય તો તે તારી મરજી મુજબ થવાદેજે ને મારાંએ * તારી પનાહનમાં લઇ મને દીલાસો મળે એવું કરજે. ઓ ખુદા મારી તમામ આશા અને ઉમેદ તારી દયાલુ સોચના ઉપર આધાર રાખ્યો છે. ઓ ખુદા મેં મારી મુરખાઇને ખરાબ ચાલથી મારા એ * ને ઘણા

* બાપ, મા, ભાઇ, બેહેન, ખવીંદ, બાએડી વગેરે જે ખેસી હોય તે.

હેરાન ને પરેશાન કરીયાંછે ને તેથી તેમને મારી ગોદમાં રાખવાને કે તેવણુની ગોદમાં દબાવાને હું લાયક થયો નથી. તે પણ ઓ ખુદા હવે મારા ઉપર રેહેમ કર ને મારા ગુનાહ તકસીરની દરગુજર કરી મને માફી બખશ, અને આ મારી કાકલુદી ભરી અરજ સાંભળી, દુખથી પીડાતાં આ મારાં * ને એકવાર પાછી તંદરૂસતી બખશી,

---

* બાપ, મા, ભાઇ, બેહેન, ખવીંદ, બાએડી વગેરે જે બેસી હોય તે.

મને તેમની મોહોબતનો મીઠાસ એકવાર ચાખવા દે; અને બખશ઼ો સાહેબ કે હવે પછે હું ઘણી સારી રીતે ચાલી, મારી આગલી તકસીરો અને કસુરનો બદલો વાલી આપું, મારાં વડીલોને પુરતું માન અને ઇજત આપું તથા તારી મરજીના હુકમો બજાલાવી સુરખરૂ થાઉં. આમીન.

---

## દુવા જમતી વખતની.

અએ કુલજાહાનને પેદા કરનાર પાક પરવરદીગાર ! તારી મેહેર અને માયાથી જે નીઆમત ખાણું આ વખતે હુમોને મળ્યું છે તેથી હુમે તારા બેહદ આભારી થયા છીએ. હુમારી જીંદગાનીનો સઘળો આધાર, તારી ઉપર રહેલો છે. અએ ખાવીંદ બેનીઆજ તારી જે બેહદ બખશેસો હુમોપર થઇ છે અને થાયછે તેમાં સઊથી મોટી બખશેસ એજછે કે તું દરરોજ હુમારી નીમકરોટીનું ખાણું

હમોને પુરૂં પાડેછે. અએ ખલ-
કને પાલનાર સાહેબ તારી બખ-
શેસોનું બયાન કરવાને જો કે
હમારી જુબાનમાં સુદ્દલ કુવત
નથી અને તેથી હમારાં મોહોડાં
ગોયા બંધ રહેલાં જણાયછે તો
પણ ઓ સાહેબ, હમારાં હૈડાંમાં
થી તારૂં અહેસાન માનનાર
ઊભુરા નીકળતા ચાલુજ રહે-
લાછે. તું બુજરગવાર બાપની
હજુર હમારી એલીટજ આજીજી
છે કે તું સાહેબ હમો ઉપરની
તારી મેહેર હંમેશ ચાલુ રાખી
હમોને હમારૂ નીમક રોટીનું

આવું ખાણું દરરોજ આપતો રેહે. આમીન.

---

## શુકર ખુદાના.

અએ કુલ જાહાનની પરવરશી કરનાર પાક દાદગર સાહેબ! તારી બેહેદ બખશેસથી જે નીઆમત ખાણું હમણા હમોને મળ્યું છે, અને જે ખાઇને હમે આસુદાં થયાં છીએ તેને સારૂ હમો તારી દરગાહમાં હજારો હજાર શુકર ગુજારીએ છીએ. તારી બખશેસ ઉપર, ઓ દીનદયાલ સાહેબ, સઘળી જગતનો આધાર

છે. પાદશાહ અને ફકીર, તવં-
ગર અને ગરીબ, એ સઘળાં
પોતાની દરરોજની રોટી મેળ
વવાને એક સરખી રીતે તારીજ
તરફ પોતાના હાથ ઉઠાવેછે,
અને તું રેહેમદીલ ખાવીંદની
બખશેસની બરકતથી તે સઘળાં
પોતાની મોરાદમાં પાર પડેછે.
બખશ ઓ સાહેબ કે તારી એ
નેઆમત બખશેસો મેળવવાને
લાયકનાં હમો થઇએ, અને તું
રેહેમદીલ ખાવીંદની બખશેસથી
નીતરોજ મળતાં આવાં નીમક
રોટીનાં ખાણા ઉપર હમો

સંતોશ માનીએ. બખશ આ સાહેબ કે આ વખતે જે હમારાં કેટલાંક ભાઇબંધુઓ ભુખીયાં અને તરસીયાં હોય તેમની હાલત વીશે હમોને વીચાર આવે અને તેથી હમો ઉપર ઉતરેલી તારી આ મોટી બખ-શેસ માટે હમે કોઇ રીતે બેદ-રકાર રેહેવાને બદલે ઓર તારા વધારે અહેસાનમંદ થઇએ. હમારીથી બેહદ તકસીરો થઇ છે, અને તેથી હમે કોઇ રીતે આવી મેહેરબાની મેળવવાને મુદલ લાયકનાં થયાં નથી તો

પણ તું દયાલુ દાતાર તે હમારી તકસીરોની દરગુજર કરી હમારી ઉપર તારી રેહેમ વરસાવતો રેહેછે, તેમજ તું બખશ હમોને ઓ સાહેબ, કે હમે પણ હમારા બીજા ભાઇબંધુઓની કસુરો દરગુજર કરવા શીખીએ અને તેમ કરીને તારી મોહોબત અને મેહેરને વધારે લાયકના થઇએ. આમીન.

---

# ભાગ બીજો.

---

## બામદાદનું ગીત.

---

રાત ગઇ છે થાય સવાર,
પ્રભુ કેરો માનું ઊપકાર.
મારી રક્ષા તો સહુ રાત,
પ્રભુએ પૂર્ણ કરી બલસાથ.

નામ કહું શું, એ મુજ નાથ?
છે મુજ રસના ધૂલજ જાત.
જો પણ રસના હોત હજાર,
તો પણ વર્ણનનો નહિ પાર.

દેવતણા પણ દૂત પ્રમાણુ,
શુદ્ધ મને જો હોત સુજાણ ;
તો પણ થાત નહીં સહુ વાત
યોગ્ય તને જે છે મજ નાથ.

રેહેજો મુજ પાસે દિન આજ,
સર્વ ચલાવો મારૂં કાજ.
છે નબલી મજ માનવ જાત,
ભૂલ પડે, બગડે બહુ વાત.

જુઠાનું બહુ ચાલે જોર,
સેતાની સહુ પાડે શોર.
રાત દિને તાકે મજ ઘાત,
દુષ્ટ સુજાવે નિષ્ઠુર વાત.

ભુંડે પથ લાવે મજ પાય,
તાણ્ કરે કે નિષ્ઠુર થાય.
માગું કર જોડી મજ નાથ,
હે પ્રભુ સાંભલ મારી વાત.

રેહેજે આખો દિન મજ પાસ
મજ હયડામાં કર તુજ વાસ.
સહુ કામે તું આપ સહાય,
ત્યારે શુભ રીતે સહુ થાય.

બળ પામી જે કરશે કામ,
દિન દિન ધન્ય થશે નિજ ધામ,
આપો બળ સ્થાપો મજ વાત,
નામ વખાણું હે મજ નાથ.

---

# સાંજનું ગીત.

દાહાડો ગયો. થઇ રાત.
તને નમું, સર્વ નાથ.
હું સંભારૂં તારો પ્રેમ,
તારી ધીરજનો શું નેમ.

પાપ થયું છે, વારંવાર,
ભૂલો થઇ છે અપાર.
તેમની ગણુતી ન થઇ,
તેમની શરત ન રહી.

તેમનો શું કહું સુમાર !
દેવનો જે અપાર ઉંપકાર.
માટે જીવુંછું અજાું,
માટે છે કે હું ભજાું.

હે દયાળુ પ્રેમી બાપ,
તારૂં જ્ઞાન તું મને આપ
તારૂં ધ્યાન મારામાં થાએ,
પાપની ભૂલ મારાથી જાએ.

જાણી આજનું બધું કામ,
ધ્યાનમ રાખી તારૂં નામ.
દીનતાએ ભજાું નાથ,
આશિશ આપો આજની રાત.

પ્રભુ રાતમાં દયા કર,
તારા વિચાર મનમાં ભર,
બધું ખોટું મનથી કાહાડ.
ને સંભાળીને જગાડ.

---

## દોહેરા.

મજ જીવના નાથજી,
કર જોડીને દાસ,
માગે સંકટ કારણે,
આવી તારી પાસ.

જેવારે તો કલેશની,
આવે ભારી રેલ.
ત્યારે મજને ઝાલજે,
હાથ મુકી ના મેલ.

અનાથનો તો નાથ તું,
નબલાનો આધાર,
તને મુકીને કયાં જાઉં,
કેણી ગમ ફરનાર ?

વિના ધણીનો તું ધણી,
ગરીબનો સુણનાર,
હું મજ અર્જી તો લઇ,
કોને જાઉં દૂર ?
કોઇ બિજો તો તું વિના,
જવા ન દે નિજ પાસ,
સર્વે દિન દરીદ્ર જાણુ,
રાખેછે તુજ આશ.
તારા વચનો સ્થિર રહે,
ખડક પ્રમાણ સદાય,
તુજ મુખ શોધી તો વૃથા
દાસો કો નવ જાએ.
તું નહિ સુણતો હોત તો,
અતિશે કલેશ જણાત,

દુઃખમાં મોટું દુઃખ ખરૂં
સઉથી તે દુઃખ થાત.
સર્વ બિજા તો કલેશમાં
ઠંડક એથી થાએ,
કે કલેશિતની વાત તો
તુંથી સર્વ સુણાએ.
દુઃખીની વાતો સુણી,
જો તું કરે સાહાય,
બોજો માથે હોએ પણ,
તેથી નહી દબાય.
હું નિર્ધન ને દીન છું,
લોક કરે ધિક્કાર;
પણ મજ પ્રભુ ભૂલે નહીં,
મારો તે આધાર.

## દોહેરા

એક દિને તો બાલકે,
કર્યો એમ વિચાર,
"બાલક થે હું દેવના,
શા કામો કરનાર" ?

એ પર આવી ધ્યાનમાં,
એવી વાત સુજાણ,
જે મજમાં છે તે થકી,
કરાય પ્રભુનું માન.

મારી આ બે આંખ છે,
ચલકતી શુભ રીત્ય.
તેથી જોઉ શાસ્ત્રમાં,
વાત ઉકેલું નિત્ય.

એમ શિખુ પથ સ્વર્ગનો,
જ્યાં છે અપાર સુખ,
જ્યાં જોવાય પ્રકાશમાં,
પિતાતણું શુભ મુખ.

મારા આ બે હાથ છે,
ઉપયોગી બે ધામ,
હું તે વડે સદા કરૂં,
પ્રભુકેરૂ જે કામ.

વળી જ્યારે સ્તોત્રો કરૂં,
ગાતાં ગીતો સાર,
જાં લગ હું ભૂલોકમાં,
કરે વગાડું તાર.

મારા આ બે પાદ છે,
સ્વર્ગે વાલું પાય,
માર્ગે ચાલુ સત્યને,
સ્વર્ગે જેમ જવાય.

દોડે દોડું શરતમાં,
પ્રભુ કેરી જે શર્ત,
દોડી પામુ તાજને,
એમ સધાવું અર્થ.

મારી આ પણ જીભ છે,
કરવી પ્રભુની વાત,
તેના ગુણ પણ વર્ણવું,
મજ જીભે દિન રાત.

ગીતો ગાઉં દેવના,
માનું ગુણ ઉપકાર,
ગગને જેમ ગયા પછી,
તાં પણ હું કરનાર.

મન પણ છે મારૂં ખરૂં ;
મહાજ તે મુલવાંન !
મનમાં નિત્ય વધારવું,
દેવ તણું જે જ્ઞાન.

મનમાં જ્ઞાન વધ્યા પછી,
પૂર્ણ જણાસે દેવ,
સમજણથી પણ દેવની,
પૂર્ણ કરાશે સેવ.

ચખ, કર, પદ, રસના મલી,
સહુ મનના છે દાસ,
દાસ કરી મન દેવનું,
હું પામું સુખવાસ.

એમજ લેવી ભાગ્યતા,
બાલપણેથી ધન્ય,
દેવતણી આસીશથી,
નહીં થવાનું અન્ય.

---

## બાલગીત.

ઓ દાદગર દાદાર,
તારી ખુબીછે અપાર—
તેં કીધાં હમને પેદા,
તુને યાદ કરીએ સદા.

શું જાનવર કે ઝાડ,
શું દરીઆ કે પહાડ—
એ સરવેનો તું સાહેબ,
તું પોતેજ છે ઓ ગાએબ.

તેં બક્ષયો હમને જાન,
તેં કીધું સુખનું દાન—
અપાર છે તારો ઉપકાર,
કેમ માનશું તે સઘલો પાડ.

## જીજોતી.

રામ નામથી શુરૂ સહુ કામો,
રામ દરઘે નમીએ રે—

રામ ઉપરજ સરવે આસા,
રામ હઇડે ધરીએ રે.

શકતી જેનીનો કાંઇ ન હીસાબ,
કીરતી તેની કેમ ગાઇએ રે—

દયાલુ મેહરબાન એવો સાહેબ,
તે સીવા કાહાં જાઇએ રે—

ખોરાકી પોસાકી સહુ તુજ મેહરથી
પાડ તાહારો કેમ માનીએ રે—

ફરવું હરવું સહુ તાહરી બખશેસે,
કેઇ રીતે વખાણીએ રે—

જ્યાં જોઇએ ત્યાં સર્વ જગોએ,
તુજ કીરતારનો હાથ રે—

અજબ કુદરત, અજબ એ ભેદો,
પ્રેમ દયાલુ જગનાથ રે.

અશકત આ કલમ, અશકત આ જબાં,
અશકત છે માહ વીદ્વાનો રે—

શકતી તાહારી ન શકે સાહેબ,
વીસતારી દાહેઓ શીઆનો રે.

કેળવણી, અકલ, દાહપણુ આજેજ,
આજેજ ફીલસુફ—કવીં રે—

અજબ કરામત સાહેબ તાહારી,
આજેજ કુલે માનવી રે.

સોનું, રૂપું, ને લોઢુ તરાંબુ,
ખેલો એથી હરએક રે—

અજબ દેખાડેછ કુદરત તાહારી,
હીરા, મોતી, માણેક રે.

---

## જીજોતી.

સર નમાવી અરજ કરૂછું હું,
સાંભલ ઓ કીરતાર રે—

ઉમેદવાર છું હું તુજ દરબાનો,
તુજ ઉપર આધાર રે.

કામ નેક હરદમ કરવા
આપ મને તું શકતી રે—

રાખજે મસગુલ ભલું કરવામાં,
નીશાન જેની નેકબખતી રે.
દુખ ને દરદનો ઉપાએ તુજ છે
તો કાંહાં રહુ આ દુખને રે—
આ દુખી દીલપર નજર કરીને,
છોડવ એથી તું મજને રે.
આશા માહારી છે તુજપર સાહેબ
દીલ તેથીજ ભરપુર રે—
ના કરતો ઓ મેહેરબાંન દાતાર,
માહરી ઉમેદથી દુર રે.
મુગાં દીલનો ભરમ સરવે,
છે સાહેબ તું જાણુનાર રે—
વધુ ચલાઉં શું નબલી જબાન,
પઢેલા દએઆલુ પાલનાર રે.

## ગાયન

પ્રથમ સાહેબનું નામ
દીલમાં તેનુંજ મુકાંમ
કરો યાદ સુબશામ
હરદમ ઇઆદે ખોદા.

સર્વ શકતી પરકાશ
આપે નીરાશને આશ
કરે અંધકાર ઉજાશ
ભજો સાહેબ સદા.

નહીં શકતીનો હાર
નહીં કામોનો પાર
સર્વે જબાં બેજાર
તેની અજબ શકતી.

ચંદર, સુરજ, તારા સવારી,
વાદલ, વરસાદ, ગગડાટ ભારી,
પડીઆંછે ખુણે, ખુદરત નેયારી.

હર ઘડી પલનો ખેલ
જેથી ઇનસાનો ગાફેલ
તેની પીછાનત મુશકેલ
એક રસતો ભકતી. પ્રથમ.

ઓ ભેદ ભરીઆ ખાવંદ,
ખલક ફલકના ખોદાવંદ,
નામ નુરમંદ દીલબંદ,
ઓ ઇઅજદાંને પાક.

તુંજ હાથ શરમ ભરમ
મારી શકું હું શું દમ,

મારૂં પોકાર કર કરમ,
તુંજ દરધે દીલ ચાક.

મારો તુંજપર આધાર,
જ્યારે ઉતારે તું પાર,
ત્યારે ઉતરૂં હું નાચાર,
હરદમ નમન નમન.

બંદગી તારી, દવા બહુ કારી
તુંજ દરધા પર, હર ઉમેદવારી
હરદમ દીલમાં, યાદ તારી પ્યારી.

માંગું તુંજથીજ હું પનાહ
રાખો મુજપર નેગાહ,
બંદો તુંજપર ફીદાહ
નમન ગમન ચમન.

# ભેરવી.

તે સાહેબપર રાખી ભરોસો,
હે ડર જગનો છોડી રે;
બેસ નચીંતે આ દુનીઆંથી,
લાલચ તુ પખોડી રે.
તે સાહેબ પર૦

દગો ફટકો આ બે દીવસમાં,
કેહેવો કરેછે પીઆરો રે:
આંખ ચોલીને જોઇ લે બંદા,
વખત કેટલોછે તારો રે.
તે સાહેબ પર૦

મન મલકાવી કેહેવું ધાલેછે,
લુચાઇમાં તું ધ્યાન રે;

અહીંઆં મારી ત્યાં ફાંસીને,
કેવું મેલવેછે માંન રે.
તે સાહેબ ૫૨૦

દુનીઆં માટે તો દાવો રમીઓ,
ગયો સાહેબને વીસરી રે;
મઓત આવ્યું ત્યાં આજેજ થઇને
શકીઓ નહી દાવ ધરી રે.
તે સાહેબ ૫૨૦

બે દીવસનાં રંગ રાગમાં,
એકદમ લલચાયો રે.
બે દીવસખી જતા રહેઆ ને,
અવતારતો બદલાયો રે.
તે સાહેબ ૫૨૦

ઝલક ચલક સહુ બાહેર જોઇને,
ફંદામાં લપેટાયો રે;
અજબ ભેદ આ ફંદા તરફનો,
ભેદ બંદા ના પાયો રે,
તે સાહેબ પર૦

---

નુરમંદી નુરીઆં;

કરીમાં રે કીરતારા,
નુરમંદી નુરીઆં. ટેક.
આલમ આધાર, સબદમ માળા,
જાણત ગુપ્ત પ્રગટ દ્વારા—
કરીમાં રે કીરતારા;
નુરમંદી નુરીઆં.

---

## દોહોરા.

ખોદાવંદ કર માફરે,
પાપો ગુન્હા તમામ,
તુજ માફ દરકારરે,
બાકી વ્યર્થ નકામ. ૧.

કર રે માફજ સાફ જો,
ગુન્હેગારના પાપ,
માગું રહેમ ઇનસાફજો,
સર નમાવીજ બાપ. ૨.

પકકો ગુન્હેગાર હૂં,
ભારિ શેતાનિદાર,
બુરોરે બદકાર હૂં,
સારી જીંદગીવાર. ૩.

ચાલ્યો શરતો ફેરવી,
ધરી ન તારી યાદ.
નાદાન મૈત્રિ જેરવી,
બદ બંધમાં આબાદ. ૪.

ધરરે સાહેબ હાથજો,
એકિલો હું નાચાર,
વિચાર વનમાં રાતજો.
કરે ન રૂસ્તમ થાર. ૫.

---

## પ્રભાત્ત.

રે ખુદા શાહ માલેક,
સમજ દીનવાની,
ભયથી ધ્રુજુછું થરથર.
પાપે થયો જાની, રે ખુદા૦ ૧.

નથી નીતીગંજ પાસ,
થાશે ધુલધાની,
મંનગમી ધરતી પુરી.
પાયછ ભયપાની. રે ખુદા૦ ૨.

આસ ખાસ ગઇ મૂકી,
ચકચુર શયતાની,
જે સંગજ દીલ મુજ,
ખેંચિ લેછ હાની. રે ખુદા૦ ૩

ખુરૈ રંગ મચી ખુબ,
જીવ કરે નાની,
મૂકુ ત્યાં હાથ તુંજ,
સરે યજદાંની, રે ખુદા૦ ૪.

બંદા ત્હારો સેવક તુંજ,
જાઉ કોણે માની,
અફ્શોસ કર ત્યાં સાહિબ,
ગુન્હા મૂલ ફાની, રે ખુદા૦ ૫.

---

દોહરા.

ગુન્હાથી કાયર થયલો,
આવ્યો છેઉ તુંજ પાસ.
પકડ હાથ મુજ રે ખુદા,
ના કર બાળક નાશ. ૧.

મજહાનો હાથ દીપતો,
ધરી લોભેજ યાર,
શેતાનિ કર્મ જાળમાં
રહું છું થઇજ ખાર. ૨.

પાપિ શીંગાર મેલવી,
ભુલ્યો તુજની રાહ,
પેડી ગંમરંગિ પાગડી,
થયો પસ્તાવે સાહ. ૩.

પગ પણ નહીજ સંગરયો,
નેકિનો શોહરંમ,
ખુરૈ ચંગ-દફ તાલથી,
વગાડયો છંમ છંમ, ૪.

કિર્ણ ઝમકતાં, શ્રદ્ધના,
પામ્યાં ખુરૈ ઝાંખ,
દિસ્યો નહીજ ઉપાય રે,
ભમ્યુ દીલ જો રાંક. ૫.

બુરો સાર બેડી બહુ
અરરર કરૂછું રંન;
ગુમથી છાતિ અફાલતો
કુમલાઉછુજ મંન. ૬.

ચારો ઉપાય દીસતો,
નથિ રે પ્યારા કમાળ;
મ્હાતમથી તો બોલતો,
વિલાપ વિલાપ ખ્યાલ. ૭.

ત્યાં નિરંજન આપ રે,
આસરો ફરી વાર;
બદી બંગ ઉલથાપ રે,
ન કરે દોજખે ઠાર. ૮.

કીધો પેદા તેંજરે,
જગત ચમન તનમાંય;
શાસારૂ મૂકેજરે,
લગાંમ " નારન રાય."   ૯

જન્મ મરણ તુથી જગે,
ચાલુ પલ દીન રાત,
દુખ સુખ ચીંત્તાં સઉ,
તુથીજ રે હર ભાંત. ૧૦.

વ્હાં તારિજ આશા કરૂં,
જગ કુલ જાલવનાર;
ગરીબ ત્હારા દાસને,
દેજ પનાહ અધાર. ૧૧.

---

## રાગ કાફી.

ખુદાવંદ, જગતશાહ દાદાર. ટેક.
સંસાર સાર, રચના ખૂબ
અપાર ત્હારિ બલદાર. ખુ૦ ૧.
ઝાડ પાહાડો, માનવ પંખી,
કામો કરાંમતદાર, ખુ૦ ૨.
મ્હાનદિ નાલાં, સાગર બ્હોલા,
દીલ ખુશ બાગો બ્હાર. ખુ૦ ૩.
જંગલી સીંહો, દરયાઇ મગર,
તુજ બલોનો વીસ્તાર. ખુ૦ ૪.
ઝાહેર છૂપૂ, માલમજ તને,
રે એ ગેબી જાનકાર. ખુ૦ ૫.
નામ તુંજ ફકત, લેએ જો મુખ,
તો નાબુદ કુલ અંધકાર ખુ૦ ૬.

## રાગ જીજોતી.

યાદ તૂજને કરયે નહીં તો,
કોણને કરયે દાદાર,
બરપા દૂન્યા ચલન તૂથી,
સૌને ત્હારો આધાર. ટેક.

વીંસરી તુને શેતાનીમાં,
ઉમ્મર કાઢવી તમાંમ,
સદા બદીમાં લંપટ રેહી,
સંગરવૂ નર્ક થાંમ—રે૦ યા. ૧.

ભૂલી તૂં બાપના ઉપકાર,
નીરલજ કરવાં કામ,
એહાઇ ખંઢે લૂચાઇમાં,
રેહવું ખરે એકાંમ—રે૦ યા૦ ૨.

અંધકાર કારો વીચી લેઇ,
ફોકટ કાઢવી છાત,
બાહેરથી અકરી શીકરૈ,
નબલાને લેવી લાત-રે૦ યા૦ ૩.

મરણ પાછલ આવશે એતો,
નર્કે કાંમ સૌજને
સેતાંન ઝાલે હાથ રે,
માટે પન્હા દેજને-રે૦ યા૦ ૪.

---

## લલિત છંદ

તવલ તો વળી, કાપતોજ હું.
કુલ ઉમેદની, બાંધી આરજૂ,
દરદ ને ગમે, શોસતોજ રૂ,
તું નુર પાસતો, છોંજરે રજૂ. ૧.

દલદરીપણે ગૂમુહ્યું અરે,
બિન પન્હા ખુદા, કોન રે થરે,
બિન મયાજ તું આસના ફલે,
બિન શયાય તૂં, નાશ સૌ ખરે. ૨.

જીવન ખ્યાલબી, ત્હારિ રેહેમ રેઃ
મરણ હાલબી, ત્હારિ નેમ રે,
શિતલ ચાંદની, તુંજ ખેલ રે,
ગગન ખુસ જો, તુંજ મ્હેલ રે. ૩.

સુરજ તાપતો, નૂરથીં પુરો;
અબજ કોશથી, રોશની દરો;
બુલંદ તાજુબી, રે ખુદાવંદા;
જગત જૂલતી, કાયદે સદા. ૪.

જન જનાવરો, ઝાડ ફૂલો,
પરવતો ઝરા, ધોત ને નદો,
તુજ કરાંમતો, ભારિ પૂરતી,
અજબ આશામાં, નેજ જૂગતી. ૫.

જંગલનાં શહીં, શાગરી મગો,
બલમંદો શુરા, બૂલંદી અગો,
શરપ ઝેરના, હાડ ફેરના,
ભરમ તુજના, શાહમેરના. ૬.

દિવસ ઉજલો, રાત કાલિ રે,
નિયમ તુજનો, માહવાલિ રે,
રૂતરંગો પુરા, ખ્યાલ તુજનો,
શરવ દુનિયા, તુજ શૂજનો. ૭.

ધરૂ ન બાપ રે, ભેદ ત્હાં વરી,
પટકુ માથું ના કેમ ત્હાં પરી,
અકલ હીન જો, હુ પુરેપુરો,
ન ધરસે તું જો, તો થસે ચુરો. ૮.

મુકતિ તો કઇ, દીસતી નથી,
બખતમાં લખી, મીટતી નથી;
પણ ધરે મને, સર્વ જો મતે;
હરખથી ખરી, રૂસ્તમી કૃતે. ૯.

---

## અભંગ.

ધર હાથ ખોદાવાળી,
રે જગના ભેદી માળી. ૧.

આશા તૂંપર તો ધારી,
લેઇ આવ્યો ગૂન્હેગારી. ૨.

રે શેતાને કીધો વશ.
ભુલીઓ હેશાંનો જશ. ૩.
નીતીને મારી ઠોકર,
થયો અનીતી નોકર. ૪.
દોજખી કામો ચમંન,
સમજી કીધાં સૌં દન. ૫.
રે ભૂડાં કર્મે લોભાઇ,
રે ધરી બેઠો શોખાઇ. ૬.
બદબખ્તી મ્હારી લાગી,
રે કમબખ્તી મુજ જાગી ૭.
ધ્રુજેછે દીલ બહુ જો,
લાગેછે દીલે સહુ જો. ૮.
કીધાં ઘણાં બૂરાં કાંમ,
લીધાં ઘણાં જુઠાં નામ ૯.

સમજ્યો નહીં તૂં જાત,
હીનાકારે થયો ઘાત. ૧૦.

હવે થાય પસ્ચાતાપ,
ઉગાર તેથી તૂં બાપ. ૧૧.

---

બેત.

મુબારક નામ રબનુ,
અવલ ને આખર.
મુબારક છે ઇઆદ,
જેની કંઇ શક વગર.
અંનદીઠ જેનુ અસલ
તેમ આખર અંજાણુ,
નથી બુજીઉ કોઇએ
ન બુજસે નીધાંન.

ખોલેછે જે મુશકેલ
તે કરેચ આસાન,
રાખેછે જે બેહુ જગ
ની સરખી પીછાંન.

પીછાંન રાખેચ અવલથી
આખર તક કુળ,
પીછાંનીઉ જે તેણે
તાંહાં નહી કંઇબી ભુલ.

રચીછ દાદ ને દીનથી
દુનીઆ સારી આ,
અકલમંદ કરેચ તેથી
તે પર દુવા

દુવા લાએક તેજ છે
ને તેજ દુવા બસ.
બાકી સહુછે ફાંની—
ફરેબી—ફોકટ

ફરમાન તેનાજ માનેચ
જગની અંનજુંમન,
તાકાત કોઇની નહી કે
કરે ચુનો—ચંન

મગર પેલો ફાજેલ
ને નેક પેગંબર,
પામેઓ તેની ગતી
—ને બુજ્જ કદર.

---

## મનાજાત.

છે ખોદા તાહારી રેહમત
સહુ કોઇ ઉપર,
નેઆંમત તાહારીછે
જગ આકાસ અંદર.

ડગે ડગ દેખાએચ
તાહારી મેહરનાં દેખાવ,
તુંજ હેસાંનમાં છે ખાક
ને આકાશ ગરકાવ.

અગર તાહારી રેહમનાં
ચમનમાંનો વાસ,
ન આવે એક પલ
જગના દેમાગની પાસ.

તો થાએ તમાંમ હસતીના
ગુલ ફુલ ફના,
ન કોઇની કંઈ દાદ હોએ
ન કોઇને પનાહ.

સોબત તાહરીજ ચાહેછે
ખરા મોહોબતદાર,
તાહરાજ ખેઆલમાં ખુશાલ
છે નેક પહરેજગાર.

જો ન હોએ તુજ ખીદમત
માં ખરી મોટાઇ
તો હરગેજબી નહી ચાહે
કોઇ તાહરી આશનાઇ.

નહી હોએ તુંજ રાહમાં
ભલાઇનો કુંમ,
તો હરગેજબી નહી મુકે
કોઇ તાંહાં કદંમ.

તાહરીજ ઇઆદ ને હેશાંનમાં
તહરેવાર ડાહાગ,
નાં ગુલોનો બનેઓચ
માહરા દીલમાં બાગ.

ફુકતો રેહેજે તેપર તુજ
મોહબતની લેહેર,
ચાલુ રાખજે માએઆ
ને મેહેરની નેક નેહર.

શીખજે જોઇતાં પાંણીથી
હાજતનું ખેત,
ફુલ—પાંન તાજાં રાખી
ખીલતાં રાખજે હેત.

રજક–રોટી અગત સર
રાખજે કાએમ,
બદન રાખજે સુખવાસ
ને નસીબપર રેહેમ.

કુટંબ રાખજે આબાદ
ને ભાઇબંધ ખુશાલ
પડોશી ને દેશીના
રાખજે નેક હાલ.

રાખજે ખુરા હવસથી
માહરી સંભાળ,
નેકનાંમી તું બખશી—
નેક રાખજે એકબાલ.

વીસરાવજે બદીથી કુલ
માહરા વીચાર,
પાડજે દીલની આરસીપર
નેક કુલ ચીતાર.

ખરો દુખી જે હોએ
પાપમાં કુલ પુર,
નેક નરમાં દીપેચ કુલ
"મનસુખીઆ" નુર.

———

## લલિત છંદ

સરવ જાતમાં, કામ તાહરાં,
ધરમ રૂપથી, દીસતાં ખરાં;
વગર ભૂલના, ધર્મ મૂલનાં,
અરૂપ નાથ રે, તું મયાધના. ૧.

ચલક છે ઘણી, સર્વ કામમાં,
સરસ ને વળી, સાફ નામમાં,
અકળ ગૂણનાં, બંદગીતનાં,
અરૂપનાથ રે, તું મયાધના. ૨.

ડગ ડગે. કિધી સુચના ઘણી,
અતિશ દીપતી, માનવી ભણી;
અજબ ખુબિ હો, સર્વે જીવના,
અરૂપ નાથ રે, તું મયાધના. ૩.

ખલક સંધિમાં, બાપ, માહરા,
તુજ ફતે સહુ, તે ખરેખરા;
જુઠણુ બોલવે, તારિછે મના,
અરૂપ નાથ રે, તું મયાધના ૪.

અપટ લોકતો, વ્હેમને પુજે,
વટ ખરો નહી, તેમને સુજે;
દુર કરાવની, વ્હેમ તેમના,
અરૂપ નાથ રે, તું મયાધના. ૫.

બહુ રૂપો લઇ, પાપિને પિળ્યા,
અતીશ ખૂશિથી, પૂણ્યુને ઝિળ્યા;
બખશ એ મને, સાફ દીલના,
અરૂપ નાથ રે, તું મયાધના. ૬.

જગત આ મધે પાપ મેં કિધાં,
ગરિબ લેકોને, દાન ના; દિધાં;
નથિ કિધાં કઇ, કામ ખૂબિનાં,
અરૂપ નાથ રે, તું મયાધના. ૭.

બચપણ ગયૂં, ભારિરે રમી,
અતિશ દિલમાં, લોભ હૂં જમી;
છું અપરાધિજો જીવજીવના,
અરૂપ નાથ રે, તું મયાધના. ૮.

બિક ઘણી અને, ધાસતી મળી,
તું કરજે મને, માંફ તે વળી;
તરકટી જણો, ને કરે ફના,
અરૂપ નાથ રે, તું મયાધના. ૯.

અવતરી છઉ, એક જાતમાં,
સમજીને રહૂં, ધર્મ વાતમાં;
રબનિ બંદગી, ના ફુલો ઘણા,
અરૂપ નાથ રે, તું મયાધના. ૧૦.

શરીર રૂપને માટિ છોકરાં,
ધન ઘરોવળી, છે નથી ખરાં;
પરમ ઓ તને, તાહારી પ્રુના,
અરૂપ નાથ રે, તું મયાધના. ૧૧.

અજબ રાજાના, કાયદા કિધા,
અદલ લોકને, ઉંચકી લિધા;
નરસ માનવી, થશે ફના,
અરૂપ નાથ રે, તું મયાધના. ૧૨.

હદઘડી ખરૂં, નીત બોલવું,
દરપળે પળે, ખોટું છોડવું;
મદદ એ ધણી દીલ દીલના,
અરૂપ નાથ રે, તું મયાધના. ૧૩.

નથિ મને કષ્ઠ, જોર એ ધણી,
કરૂ વખાણ તું, બાપની ભણી;
સબબ રે નથી, માફ તું વના
અરૂપ નાથ રે, તું મયાધના. ૧૪.

અગર જો ખરી, બંદગી કરૂં,
ભિતર મનના. નાથને ધરૂ;
સરસ ગૂણ હો તુજ નામના,
અરૂપ નાથ રે, તું મયાધના. ૧૫.

## દોહરા

સર્વ શકિત ધરિ તેં હરી,
તીક્ષણ આંખથી જોય;
બને વાત બહુ ખૂણમાં,
દીલ ગુફામાં હોય. ૧.

જેને જાણું ગુપ્ત હું
તેનો નહિ તું અજાણ;
છાનાં કામ નિહાલતો,
જબરો જગનો ભાણ. ૨.

જે જે પાપ કરૂં સહુ,
ભણું હું ભૂંડા વેણ,
તેને રે નોધી કરી,
કરે તું કરડાં નેણ. ૩.

મુઆ પછી ઇનસાફમાં,
વંચાએ સહુ જે,
જમે ઉધારો અહિં કરયા,
પુણ્ય પાપના તેહ. ૪.

ઓ બાપ કર માફ તું,
બેશરમાં મુજ કામ;
શૂ મ્હોડું લઇ આવું હૂં,
પગ પાસે શુભનામ. ૫.

પાપ કરૂં હૂં નહિ કદી,
એ મારો ઠેરાવ,
કાકે પ્રભુ પળપળતણો,
જોએ ગુપ્ત બનાવ. ૬.

---

(ગઝલ-સરારારે અરે બુલબુલ
એ ચાલ.)

ખલકના રે ખુદા ખાવંદ,
ખમા કર ખો બુરી તું બુલંદ. ૧.

જુવાનીનો તપ્યો આફતાબ,
ન પીધો તુજ ઇશ્કે શરાબ. ખ૦ ૨.

ખોય ખુબ આ આદમિયત આબ
છે લીધો સંઘેથીજ સરાપ. ખુ૦ ૩.

દુશમન મંડયાજ કરવા કબાબ,
કરી દે મેહેર પુરી મેહેતાબ. ખ૦. ૪.

જુવાની રંગ રમ્યો તે ખાબ,
કરૂં અફસોસ ન રાખ્યો દાબ. ૫.

પઢયો નહીં નીતિની કીતાબ,
મળે સાનો કો નેક ખેતાબ. ખ. ૬.

કરયાં બદી કામ નથાએ હીસાબ,
મળ્યો ન ફકીર મુલ્લાં ન વાબ. ૭.

ભરી વીવેકની ફુલછાબ,
પછી પૂજૂ હું તુજ અલકાબ. ખ. ૮.

---

## પ્રમાણિકા વૃત્ત.

સમર્થ વિશ્વ નાથરે,
સહુનિ દોરિ હાથરે;
તું થાપવે ઉથાપવે,
તું આપવે અપાવવે. ૧.

દયાળુ દેવ દીનના,
તું સામું જોય હીનના;
ભુલી પડી ખરેખરી,
હું તો રહી ન પાંસરી. ૨.

ઘણાં કીધાંછ પાપરે,
હવે કરૂં શું બાપરે;
નથી ઉપાય સુઝતો,
નથીજ ઘાવ રૂઝતો. ૩.

ઘણીજ દુ:ખમાં છુઉં,
નસંગિ કોઇ તો રહ્યું;
ખરે હું આવિ હારિરે,
કહીં ન લેશ ફાવિરે ૪.

હવે હું માફ માગુછું,
કૃપા હું તારિ ચાહુંછું;
પિડાથકી મુકાવજે,
અનાથ જાણિ પાળજે. ૫.

---

### પદ–રાગ કાફી

પ્રભુ ભવ પાર ઉતાર રે.
કીધાં ખરે પાપ અપાર મેં, ટેક.
ત્રિવિધ તાપથી બળી હું રહયોછું,
કદિ ન ધરયો નીતિ સાર રે.
કિધાં ખરે૦–પ્રભુ૦ ૧.
ધન જોબન પર બની મદમાતો,
ન કરયો દૂર વિચાર રે.
કીધાં૦ પ્રભુ૦ ૨.

જોતાં જોતાં સહુ પરવારયૂં,
ધન સુત યૂવા નાર રે.
કીધાં० પ્રભુ० ૩.

હવે અકળાએ લવ ન સરે કંઇ,
સ્થીર થઇ હરીને ધારરે.
કીધાં० પ્રભુ० ૪.

શોધે ઉપાયો આવે અપાયો.
ફોકટ હાહોકાર રે, કીધાં. પ્રભુ. ૫.

---

## દોહોરો.

ઘણૂ કષ્ટો હૂં ભોગવ્યૂં,
સામૂ જો ભગવાન ;
કામ તુને તો છે ઘણાં,
(પણ) દયા ભકત પર આણ—૧

જ્યાંલગિ ભકત હું તાહરો,
દાસ ગાઉં તુજ ગૂણ.
ત્યાંલગિ તુ મૂકીશ મા,
દીન વાણિ એ સુણ— ૨.

તૂ હું ગવાયા જગતમાં,
હરિ ને હરિનો દાસ.
જો દિસે મુજ વાંક તો,
દે મારી ઓ આશ-- ૩.

કદિ દરસન નવ દેવું જો,
ફરિ ન થયું પરસન,
તો તે પણ તૂં કેહ કે,
દુખ તજૂ તજિ તન-- ૪.

જ્ઞાનિ ભકત ઘેલો થઇ,
તરસ્યો રઝળુ રાંન.
કૃપા સિંધુ કરૂણા કરી.
જો ફરિ છઉ નાદાન. ૫.



( પદ—રાગ કાલિંગડો. )

હરિ મને તૂં તો છોડીશ માં. ટેક.

બીજાં બધાંવણુ ચાલ્યુ ચાલશે,
નહિ નહિ ચાલે તું વના. હરિ. ૧.

કદી જણાએ વાંક માહરો,
ઝટ ઝટ આડો નવ થા. હરિ. ૨.

ઘેર કરી સજા મ્હાર લાજમાં,
બહુ બહુ રાખી યશ પા. હરિ. ૩.

નર્મ હરી વણ કોણ રૂઝાવે,
તન મન તણા સહુ ઘા. હરિ. ૪.

---

## દોહરા

જેની શકિતથી થયાં,
ભૂમિ જળ ગિરિ આકાશ.
જશ જેના બહુ બહુ,
વળી વંદુ તે અવિનાશ. ૧.

ચંદ સુર્ય ગ્રહની ગતિ,
રાત્ર દિવસ રૂતુ સાર,
ધાતુ ઝાડ જનાવરો,
સૌને તુજ આધાર. ૨.

તજવીજો સંસારમાં,
કીધી શી ભગવતે !
પર ઉપકાર ચતુરાઇમાં,
ડહાપણમાં તું અનંત 3.

તુજ નીતિ ના રાજમાં,
પાળ મને પરમેશ,
સદ્ગુણમાં હરઘડી રમુ,
એજ કરવ ઉદ્દેશ. ૪.

અપરાધી પાપી ઘણો,
કરૂં હું નિર્લજ કામ,
તે સૌથી ઉગાર તું,
કરગરી કહું સતનામ. ૫

---

## તીલાણા.

તનુમ તનુમતુમ તનદરના. એ રાહ.
કરીમ રહીમ તું કરકરૂણા;
પામર નર હું જરપર ભરપુર--
કાલાં કામ કીધાં રે,
ઓ ધણી હું ભણી જોઇ,
કર કરૂણા--ટેક.

જાર કામ હરદમ, પાપી દામન,
રાખતાંરે રડું પાપમાં રે પડૂં,
મરતાં રે ડરૂં. પામર નર હું૦



